# નવજોત ક્રિયા.

[illegible]

[illegible]

ચવત્ ઇસાઇ તવાચા અવત્ ખ્સાઇ અએષે અષહ્યા.

અશો જરથોસ્ત કેહે છે કે:—જ્યાં સુધી મારામાં શરીરને લગતું કૌવત છે અને મનની મજબુતાઈ છે ત્યાંસુધી સચ્ચાઈ શિખવવાની હું કોશેશ કરીશ.



આવૃતિ બીજી.

બનાવનાર
જામાસ્પજી એદલજી દાદાચાંનજી.

મુંબઈ:
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.
સને ૧૨૫૬ યજદેજરદી—સને ૧૮૮૭ ઇસવી.
કીમત બે આના.

# નવજોત ક્રિયા.



યવત્ ઇસાઇ તવાચા અવત્ ખ્સાઇ અએષે અષહ્યા.

અશો જરથોસ્ત કેહે છે કે:—જ્યાં સુધી મારામાં શરીરને લગતું કૌવત છે અને મનની મજબુતાઈ છે ત્યાંસુધી સચ્ચાઈ શિખવવાની હું કોશેશ કહીશ.



આવૃતિ બીજી.

બનાવનાર

જામાસપજી એદલજી દાદાચાંનજી.



મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

સને ૧૨૫૬ યજદેજરદી—સને ૧૮૮૭ ઇસવી.

કીમત બે આના.

# દીબાચો.

આ ચોપાન્યાંમાં સમાવેલી બાબત, આજથી બાર વરસ ઉપર, જરથોશ્તી ધર્મના અભ્યાસીઓનાં નવાં મંડલનાં જાંણીતા મારા મીત્ર એરવદ તેહમુરસ દીનશાહજી અંકલેશરીઆની સુચનાં ઉપરથી, લખવામાં આવી હતી.

એ મારા મીત્રએ પોતાનાં વડા બેટાને ઘટતી ઉમરે આવ્યા પછી, જરથોશ્તી ધર્મ નીતિનાં જોઇતાં મૂલતત્વોનુ જ્ઞાન આપી અને જરથોશ્તી તરીકેની ફરજોનું અસલ એકરારનાંમુ શિખવી, ધર્મમાં દાખેલ કરવાની ક્રિયા કરાવી હતી જે રીત પોતાનાં કુટુંબમાં ચાલુ રાખી છે.

હાલમાં, વખત જતે, કેટલાંક કુટુંબોના વડાઓ પોતાનાં બાલકોની નવજોત ક્રિયા વખતે જરથોશ્તી તરીકેની ફરજોનું અસલ એકરારનામું તેઓને શિખવવાની અને સેહલા સવાલ જવાબનાં આકારમાં ધર્મ નીતિનાં મૂલતત્વો શિખવી શકાએ એવી કોઇ ચોપડી પ્રગટ થવાની જરૂર સમજે છે તેથી બાલકોની શકિતનાં પ્રમાણુની સાદી એબારતમાં આએ ચોપાન્યું છપાવી પ્રગટ કરવાનું દરૂસ્ત ધાર્યું છે.

રોજ ૫ મો માહા ૧૨ મો સને ૧૨૫૫ યજદેજરદી, તા૦ ૧૮ મી આગસ્ત ૧૮૮૬ ઇસવી. } જા. એ. દાદાચાંનજી.

# બીજી આવૃત્તિ.



આ નાના ચોપાન્યાંની પેહલી આવૃત્તિ દસ મહીનામાં ખપી જવાથી ધર્મનીતિને લગતા કેટલાક સવાલ જવાબોના વધારા સાથે આ બીજી આવૃત્તિ છપાવી પ્રગટ કરી છે.

રોજ ૨૦ મો માહ ૧૦ મો<br>સને ૧૨૫૬ યજદેજરદી તા૦ ૪<br>જુલાઈ ૧૮૮૭ ઇસવી. } જા૦ એ. દાદાચાંનજી.

## નવજોત માટેનાં ઉમેદવાર બાલકને ધર્મ નીતિનાં મૂલતત્વો તથા ફરજોનું એકરારનાંમુ શિખ-વવા વિષે, એ ક્રિયાની ચાલુ રૂઢી વિષે અને તેમાં નીરંગ પાવામાં તથા પતેત પઢાવવામાં આવેછે તે વિષે ખુલાસો.

---

" There needs the common courage to be honest—the courage to resist temptation—the courage to speak the truth—the courage to be what we really are and not to pretend to be what we are not." S. Smiles.

જરથોશ્તીઓનાં બાલકોને અને બીજા ધર્મવાલા-ઓને મજદયસ્ની જરથોશ્તી ધર્મમાં દાખલ કરતી વખતે જે ક્રિયા તેઓ ઉપર કરવામાં આવે છે તેને હિંદુસ્તાનનાં જરથોશ્તીઓ નવજોતને નામે અને ઇરાંની જરથોશ્તીઓ શીવ-કુસ્તી આપવાની ક્રિયાને નાંમે ઓલખે છે. નવજોતનો અર્થ નવો બંદગી કરનાર અથવા નવો જન્મ લેનાર થાય છે. જરથો-શ્તીઓનાં સમજણમાં આવેલાં બાલકોની નવજોત ક્રિયા સાતથી પંદર વરસની હદની અંદર કરવાને જણાવેલું છે. એ ક્રિયા હિંદુઓની **ઉપનીત**[1] (જનોઇ)ની ક્રિયાને મલતી છે.

---

૧ મનુસ્મૃતિમાં કહેલું છે કે-બ્રાહ્મણનાં છોકરાને આઠમે, રાજાનાં છોકરાને અગીઆરમે, અને વેપારીનાં છોકરાને બારમે વરસે-"ઉપનીત"-જનોઈ-ની ક્રિયા કરવી.

ચાલુ સમયમાં જે કાયદા અને રીત જરથોશતીઓમાં જાએજ છે તે એકે ઘણું કરીને સાતથી નવ વરસની ઉમરનાં બાલકોને, અવસ્તા જુબાંનનાં ચોકસ કલાંમો પોપટની મુવાફેક બીન સમજાવવે અને ઘણું કરી અશુદ્ધ ઉચ્ચારે પાઠે કરાવવામાં આવે છે અને એટલુંજ શિખવીને તેઓની નવજોત ક્રિયા કરવાનું ઘટતું વિચારવામાં આવે છે! પણ નવજોત ક્રિયા—જે જરથોશતી ધર્મનો મૂલ પાયો છે તે—શું? તેની અગત શી છે? તે ક્રિયા થવા પછી બાલક કયા ધર્મમાં દાખેલ થાય છે? તે ધર્મ કેવો છે? તે કોણે સમજાવ્યો? તેમાં કયાં કામ કરવાને અને કયાં કામથી દુર રહેવાને જણાવેલું છે? સદરો કુસ્તી તે શું? અને તેની મતલબ શી? ઇત્યાદી બાબતોનું સાધારણ જ્ઞાન ઘણું કરીને, સેંકડે પાંચ માબાપો પોતાનાં નવાં બનતાં જરથોશતી બાલકોને આપતાં હોય એવું ખાતરીથી કહી શકાતું નથી.

દુન્યામાં વસ્તી જાંણીતી પ્રજા—હિંદુ, ક્રિશ્ચિયન અને મુસલમાંન—પોતાનાં ધર્મનાં મૂલતત્વો અને પેગમબર વિષેનું જ્ઞાન બાલકોનાં મગજમાં નાહાનપણથી ઠસાવે છે જેથી બચ્ચાંઓમાં મોટાં થવા પછી ધર્મને લગતાં પુસ્તકો વાંચવાનો શોક અને કાલજી ઉત્પન્ન થાય છે પણ જરથોશતીઓ—જેઓ પોતાને ધર્મ અને સંસાર સુધારામાં આગલ વધેલા સમજે છે—તેઓ પોતાનાં બાલકોને નવજોત થવા આગમચ

અને તે થવા પછી પોતાનાં ધર્મનીતિનાં મૂલતત્વો શિખવવાની કાલજી અને દરકાર રાખતાં નથી! માજદયસ્નાંનોની ફરજ છે કે બીજી કોમનાં લોકોની મુવાફક પોતાની ધર્મનીતિ અને ખોદા વિષેનું ઉમદા જ્ઞાન બાલકોનાં મગજમાં થસાવવું જેથી તેઓ ધર્મની ખુબીઓને પીંછાનવા શિખે, તેનાં ઉપર ભરોસો લાવે અને રૂદે માર્ગે ચાલે.

સંસારી તથા રાજદરબારી સુધારા અને વધારાનાં ચાલુ વખતમાં જ્યારે પશ્ચિમ તરફની કેલવણી અને વાંચન, છોકરા અને છોકરીઓમાં, પાંણીના મોજા મુવાફક, દરરોજ વધતું જાય છે ત્યારે જરથોશ્તી બાલકો "ધર્મની કેલવણી અને તેથી થતી અસર વગર ઉછરી મોટાં થાય છે! જરથોશ્તીઓની ઉછરતી ઓલાદને ધર્મની કેલવણી મલે અને તેને લગતી અસર તેનાં ઉપર થતી અને ખીલતી ચાલે તે માટે જોઈએ તેવા મજબુત ઉપાયો જરથોશ્તીઓ તરફથી લેવાતા નથી એ ધર્મને નુકશાંન કરનારૂં છે." બચપણથીજ ધર્મ શિખવવામાં ધર્મની હસ્તી અને કાયમી છે.

માટે, બાલકોને વિદ્યા તથા હુનરની કેલવણી સાથેજ ધર્મનીતિનું સામાન્ય જ્ઞાન આપવાની જરથોશ્તીઓની ફરજ છે. બાલકોને કેલવણી આપવા વિષે માહા પ્રતાપી અને લોકપ્રીય લોર્ડ રીપન કહે છે કે:—

"No Education can be complete and thorough, if it does not combine religious and secular Education."

બાલકો અને ઉમરે પુગેલાંઓને, જરથોશ્તી ધર્મનીતિનાં મૂલતત્વોનું કેટલેક દરજ્જે સામાન્ય જ્ઞાન આપવાસારૂં મારા અભ્યાસી મિત્રો તરફથી ચોપાન્યાં છપાઈ પ્રગટ થયલાં છે તે છતાં નવજોત થતાં બાલકો-નાં ખાસ ઉપયોગ સારૂં જરથોશ્તી તરીકેની કબુલાતો, ફરજો, બંદગી, અને અહુરમજદને માંનવાનાં જાહેર એકરારનામાંની તે ચોપાન્યાંઓમાં ખૂટ જણાવાથી બાલકને જોઈતી ધર્મનીતિ, અહુરમજદને માંનવાનો એકરાર, મજદયસ્ની તરીકેની ફરજો, કબુલાતો અને બંદગી અવસ્તા ભાષામાં તેનાં ગુજરાતી ખુલાસા સાથે સમાવેશ કરી તથા કુસ્તી કરવાને લગતા અવસ્તા તેના તરજુમા સાથે દાખલ કરી આએ ચોપાન્યું રચ્યું છે.

એમાં સમાવેલી બાબતોનો ખુલાસો કરવા પેહેલાં ચાલુ આવેલા કાયદે નવજોત ક્રિયા કરતી વખતે શું કરવામાં આવે છે તેનો હેવાલ આપવાની જરૂર છે.

ચાલુ રીતમાં નવજોત થતાં બાલકને પેહેલાં નીરંગ (ગૌમુત) દાડમની પાતરી સાથ ત્રણ વાર પાવા પછી તેનું શરીર પાક કરવામાં આવે છે અને તે પછી સદરા[1] સીવાયનો પોશાક પેહેરાવી મજલસમાં તે બાલકને લાવવામાં આવે છે ત્યાં તેની પાસે પતેત પઢાવામાં આવે છે અને તેને સારૂં બીજાઓબી પતેત

---

[1] કદમી જરથોસ્તીઓ સદરો પેહેરાવીને બાલકને મજલસમાં લાવે છે.

કરે છે; પતેત પઢી રહેવા પછી નવજોત ક્રિયા કરનાર અથોરનાન બાલકનાં હાથમાં સદરો આપીને પાજંદ ભાષામાં ખોદાની સ્તૂતિ અને દીનનો કલમો તેને પઢાવે છે, યથા અહૂવઈર્યો એ પઢતાં તેને સદરો પેહેરાવે છે અને કુસ્તી હાથમાં લઈ તે બાલક પાસે પોતાના હાથ ધરાવીને તે ક્રિયા કરનાર અહુરમજદ યશ્તનો દીબાચો "વિદ્વાઓ ગ્રઓતૂ" સુધી પોતે પઢે છે. પછી નીરંગ કુસ્તી બાંધવાની બાલકને પઢાવતાં "ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ" વાલા વાકય આગલ કુસ્તી કમરે બંધાવે છે, એ "અહુનવર અને એક અષેમ્" પઢાવતાં તેના ચાર ગાંઠ બંધાવામાં આવે છે અને છેલે "જસ મે અવંઘ્હે મજ્દ"નો કર્દો સમાપ્ત કરાવવામાં આવે છે. પછી ક્રિયા કરનાર પોતાની જગાએ બેસીને "હોશબાંમ" પઢે છે અને બાલક માટે "તંદરોસ્તી" પઢીને મજલસ બરખાસ્ત થાય છે. એટલું કરવામાં નવજોત ક્રિયાનો હેતુ પાર પડેલો સમજવામાં આવે છે!

આએ સામાન્ય રીતની ક્રિયામાં જુદા જુદા પંથવાલાઓ ચોકસ ફેર કરે છે જેમકે કોઈ પંથવાલા અહુરમજદ યશ્તનાં દીબાચામાં "વિદ્વાઓ ગ્રઓતૂ" પછી "પેરેસત્ જરથુશ્ત્રો અહુરેમ્ મજદાંમ્" પઢીને "નીરંગ કુસ્તી" બાંધવાની પઢાવે છે; કોઇ પંથવાલા "હોશબાંમ્" પઢતા નથી; અને કોઈ પંથવાલા બાલક પાસે પતેત પઢાવતા નથી પણ તેને સારૂં તેઓ પોતે પઢે છે વીગેરે.

ચાલુ આવેલી રીતમાં નવજોત થતાં બાલકને નીરંગ (ગૌમુત) પાવામાં આવે છે; તેની પાસે પતેત પઢાવામાં આવે છે અને બીજાઓ તેને સારૂં પતેત કરે છે તેનો અત્રે વીગતે ખુલાસો કરવાની જરૂર છે. પેહેલાં તપાસવાનું છે કે જરથોશ્તી ધર્મમાં શું નીરંગ (ગૌમુત) પાવાનું ફરમાન છે?

પ્રમાંણીક અને ધર્મના ખરા અભ્યાસીઓ ધર્મ પુસ્તકોને આધારે જણાવશે કે કોઇબી માનસને ગમે એવો પાપી હોએ તે છતાં નીરંગ પાવાનું જરથોશ્તી ધર્મ પુસ્તકોમાં ફરમાવેલું નથી.

બાલકને નીરંગ પાવામાં આપણા લોકો એવી મતલબ ધરાવતા માલમ પડે છે કે તેથી તે પવિત્ર થાય છે. પવિત્રાઈ અથવા ચોખ્ખાઈ વિષે ધર્મમાં ફરમાવેલું છે કે તે બે રીતની છે. એક મનની અને બીજી શરીરની. શરીરની સફાઇમાં શું કરવાથી બીગાડો થાય છે અને તે કેવી રીતે દુર થઈ શકે તે વિષેની પુષ્કળ બાબતો વંદીદાદમાં લખાયલી છે, તે ઉપરથી જણાય છે કે કોઇબી નુકશાંન કરનારી વસ્તુ, હવા, અથવા ચામડીનાં દરદ પેદાકરનારી હરેક પદાર્થ જ્યાંસુધી શરીરને લાગતી નથી ત્યાં સુધી શરીર અપવિત્ર થતુંજ નથી પણ જો ઉપર જણાવેલી કોઇબી વસ્તુ શરીરને લાગે તોજ તે ધર્મને કાયદે ગલીચ કહેવાય છે અને તેને દુર કરવા માટે પાંણી, માતી અને ગૌમુત વાપડવાને

વંદીદાદમાં ફરમાવેલું છે પણ **નીરંગ પાઇને** શરીરની ગલીચી દૂર કરવાને ફરમાવેલું નથી; મુવેલાં કાલબુદને અડકનાર અને લાસ ઉચકનારને પવિત્ર કરતી વખતે નવ દીવસ સુધી લોકોથી દુર રાખીને ચોકસ ક્રિયાઓથી તેને પવિત્ર કરવા ફરમાવેલું છે પણ તેને વઠીક નીરંગ પાવાનું કેઠેબી કહેલું નથી.

મનની સ્વચ્છતામાં બીગાડો થવાથી મનની અપવિત્રાઇ થાય છે તેને દુર કરવા સારૂં, કીધેલાં ખરાબ કામોનો પશ્ચાતાપ કરવાને, તેવાં કામ ફરી નહીં કરવાની કબુલાત આપવાને, અને હુમત, હૂખ્ત અને હવર્શ્ત ઉપર ઉસ્તવારી રાખવાને, ફરમાવેલું છે પણ તેને નીરંગ પાઇને પવિત્ર કરવાનુ ફરમાન તો નથીજ.

આએ ખુલાસા ઉપરથી જણાશે કે જરથોશ્તી ધર્મનાં પુસ્તકોમાં કોઇબી કારણસર **નીરંગ પાવાનુ** ફરમાન છેજ નહીં.

બાલકને નીરંગ પાવામાં આવે છે તે વખતે જે સાધારણ ફારસી વાકય—"ઇન ખોરમ્ ઇન પાકીએ તન યોજદાથ્રએ રવાંનરા"—તેની પાસે બોલાવવામાં આવે છે તેનો અર્થ એછે કે—"આએ (નીરંગ) મારાં તનની પાકી અને રવાનની પવિત્રાઇને માટે હું પીવું છું." એ રેવાજ પાછલથી ઘુસેલો છે અને એ ઉપલો વાકય પાછલા વખતનો છે તે તેની પાછલા વખતની ફારસી ભાષા ઉપરથીજ સાબેત થાય છે. નીરંગ

શરીરને લગાડવાથી તેનાં કોઇ ચોકસ ગુણને લીધે તન પાક થતું ધારી શકાય પણ **નીરંગ પાવાથી** રવાન પવિત્ર થઇ શકે નહીં.

હવે, બાલક પાસે **પતેત** પઢાવામાં આવે છે અથવા તેને માટે બીજાઓ **પતેત** કરે છે તે વિષેનો ખુલાસો કરવા આગમચ પતેતના બનાવનાર અને તેનાં જમાંનાંવિષે થોડીક વિગત જણાવવાની જરૂરછે.

જરથોશ્તી ધર્મનાં અસલ ફરમાનોને આધારે જુદે જુદે વખતે જુદી જુદી ભાષાઓમાં જે લખાંનો થયલાં છે. તેમાંનું એક **પતેત** છે અને તે પાજંદ ભાષામાં પંદરસો વરસ ઉપર મર્હૂમ દીન આગાહ દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદે યજશનેનો હા. ૧૨મો જે આ ચોપડીને સફે ૧૭ મે દીનના એકરાર તરીકે આપેલો છે તેના ઉપરથી પોતા તરફની કેટલીક શરેહ સાથે બનાવી છે. એ રૂહશાદ દસ્તુર પંદરસો વરસ ઉપર નાસેખઉલ તવારીખના લખનારને મતે અરદેશર બાબકાંનની પાદશાહીના ૧૧માં વરસમાં જન્મયા હતા અને એ દસ્તુર સાહેબે પોતાના વખતમાં આપણાં ધર્મમાં ઘણો સુધારો કીધો હતો તથા ધર્મ સંબંધી નીતિને લગતા નિબંધો પ્રગટ કીધા હતા અને ત્રણ **પતેતો** બનાવી હતી. એક પતેત પશેમાંની જે સાધારણ પઢવામાં આવે છે તે પાજંદ ભાષામાં, બીજી ખુદ પતેત પેહલવીમાં અને ત્રીજી પતેત ઇરાંની ફારસીમાં છે. એ ત્રણેનો ભાવાર્થ એક

સમાંન છે પણ ભાષા જુદી છે એ ઉપરથી માલમ પડે છે કે એ પતેતો અશો જરથોશતનાં પછી નજદીક બે હજાર વરસે લખાયલી છે.

હવે, પતેત પઢવી એટલે શું ? જે ગુનાહ જાંણ અથવા અનજાંણપણે થયો હોય તેને માટે ખરા દીલથી પશ્ચાતાપ કરી તેવો ગુનાહ ફરી નહીં કરવાની કબુલાત આપીને ખોદા પાસે તેની માફી ઇચ્છવાના કામને પતેત ઇઆને "પાછું ફરવું" કહેછે. એ ઉપરથી ધ્યાંનમાં આવી શકે છે કે જે માનસે જે ગુનાહ કીધો હોય તેને માટે તે માનસ પોતેજ પતેત કરે તો-જ તેનો ગુનાહ માફ થઈ શકે પણ જો તેને માટે કોઇ બીજો પતેત પઢે તો તેથી તેનો ગુનાહ માફ થઇ શઇ શકતો નથી. ચાલુ રીતે જે પતેત કરવામાં આવે છે તે ઉપરથી એવું થાય છે કે જાંણે એક માનસ બીમાર હોય તેને તંદરોસ્ત કરવાને બીજા માનસને દવા પાવા બરાબર છે ? જેમ કોઇ માનસ બીમાર હોય તેનેજ દવા પાવાથી તે તંદરોસ્ત થાય છે તેમ જે માનસેં પોતે ગુનાહ કીધો હોય તે માનસ પોતેજ પતેત કરે તોજ તેનો ગુનાહ કપાય છે. બીજાના કીધેલા પશ્ચાતાપથી તેનો ગુનાહ દુર થતો નથી એવી આપણા ધર્મની રૂઢી છે.

એ ઉપરથી જણાય છે કે નવજોત થતાં બાલક માટે બીજાઓ પતેત કરે તો તે એજા છે ઇઆને તેઓના તે પઢવાથી બાલકને કોઇબી રીતનો ફાયદો અને સવાબ મલતો નથી.

જો બીજાઓએ તે બાલકને સારૂં કીધેલી પતેત તેને ઉપયોગી નથી તો શું તે બાલકે પોતે પતેત પઢવી ? નહીં, સબબ કે પતેતમાં જે ગુનાહોનુ વર્ણન આવેલું છે તેને બારીકીથી તપાસતાં જણાય છે કે તેમાં જણાવેલા ગુનાહો મોટાં માનસથીજ થન શકે અને તે ગુનાહો બાલકની શકિત અને સમજણની બાહેર છે, જે ગુનાહ કોઇએ કીધો નહીં હોય અથવા તે તેની શકિતથી બાહેર હોય અને જો તેની પાસે તે ગુનાહ કબુલ કરાવવાની અને તેનો પશ્ચાતાપ કરાવવાની ફરજ પાડવામાં આવે તો તે વાજબી કેહેવાય નહીં.

બાલકને "સદરો કુસ્તી આપવાની" બાબત જે ઠેકાંણે મલે છે તેમાં બાલક પાસે પતેત પઢાવવા વિષે ફરમાવેલું નથી પણ જુદ્દીનોને જરથોશ્તી ધર્મમાં દાખલ કરતી વખતે **પતેત** કરાવવાનું ફરમાવેલું છે અને તે વાજબી છે.

નવજોત ક્રિયાની ચાલુ રીત વિષે ખુલાસે કરવા પછી આએ ચોપાન્યાંમાં સમાવેલી, ચાલતી આવેલી રીત ઉપર સુધારો અને વધારો કરેલી અને સમજુ માનસો કબુલ રાખે એવી રીતની સમજણ આપવાની જરૂજ છે.

શરૂઆતમાં, બાલકને લાયકનાં મજદયસ્ની જરથોશ્તી ધર્મનાં મૂલતત્વો, નવજોત ક્રિયા અને સદરા કુશ્તીની સમજણ ટુક્કા સવાલ જવાબનાં રૂપમાં

આપવામાં આવી છે (જુવો સર્ફ ૧ થી ૧૫ માં સુધી) એ સવાલો—જે આગમચથી બાલક પાસે સમજણ સાથે પાઠ કરાવવાનાછે—તે બાલકનું શરીર પાક કરવા આગમચ, તેને ક્રિયા સારૂ મેલવેલી મજલસમાં લાવીને, શીક્ષકે અથવા ક્રિયા કરનારે તે સવાલો પુછી તેની પરીક્ષા લેવી અને પછી તેનું શરીર પાક કરાવવું; શરીર પાક કરવા પછી, તે બાલકને સદરા કુસ્તી વગર બીજો પોશાક પેહેરાવી મજલસમાં લાવવું અને ક્રિયા કરનારે બાલકનાં હાથમાં સદરો આપી કાયદા પ્રમાણે તેને દીનનો કલમો પઢાવી સદરો પેહેરાવાની અને કુસ્તી બાંધવાની ક્રિયા સમાપ્ત કરવી.

ક્રિયા કરનારે પોતાનુ કામ પુરૂં કરવા પછી અહુરમજદને માંનવાનો એકરાર, (ફ્રવરાનેનો ફ્રકરો) નીતિની પસંદગી અને અનિતિનો તીરસ્કાર (ફ્રસ્તૂયે-નો કર્દો,) જરથોશ્તી તરીકેની કબુલાતો અને ફરજો (ઇજ. હા. ૧૨ મો)[1] અને બંદગી (વસસ્ચતૂનો

---

૧ ઇજ. હા. ૧૨ માં એક ખોદાને પૂંજવાની કબુલાત, દેવોને માંનવાનો તિરસ્કાર, અને બુરાઇ તથા બુરાં માણસોથી દુર રેહવાને ઘણી અસરકારક રીતે જણાવેલું છે અને એક ખરા જરથોસ્તીનુ લક્ષણ અને એકરારનામું છે. એ ૧૨ માં હાને જરથોસ્તી ધર્મ પુસ્તકોનો નાંમીચો અને બુજોર્ગ વિદ્વાન દાકટર સ્પીગલ 'confession of faith' ને નાંમે અને અવસ્તા ભાષાનો "જબાનશનાસી" ને કાયદે અભ્યાસ કરવાની રીતનો હિન્દુસ્તાંનમાં પાયો નાખનાર વિદ્વાન અને માંન પામેલા અમારા ગુરૂ શેઠ ખુ. રૂં. કાંમા 'Articles of faith' ને નાંમે ઓલખે છે.

કર્દા) અવસ્તા ભાષામાં બાલક પાસે મોઢે ઇઆ વાં-
ચીને પઢાવવું (જુવો સફે ૧૬ થી ૨૦ સુધી). બાલકે
અવસ્તા ભાષામાં જે એકરાર, કબુલાત, ફરજો અને
બંદગી કીધી તેનો ખુલાસો ક્રિયા કરનારે બાલકને
વાંચી સંભલાવી તે પ્રમાણે ચાલવાની કબુલાત લેવી
(જુવો સફે ૨૧ થી ૨૬ મે) અને બાલકને તંદરો-
સ્તીનાં આશીર્વાદ દઇ મજલસ બરખાસ્ત કરવી.

**જા. એ. દાદાચાંનજી.**



# સાંકળિયું.

સફે.

# નવજોત થતાં બાલકને તન પાક કરવા આગમચ પુછવાના સવાલો.



**સવાલ**—આજ તમો ઉપર શું ક્રિયા કરવામાં આવનાર છે?

**જવાબ**—ભલી મજદયસ્ની જરતોશ્તી દીનમાં દાખલ થવાની.

**સ૦**—તે ક્રિયાનું નામ શું?

**જ૦**—નવજોત.

**સ૦**—નવજોત એટલે શું?

**જ૦**—નવો બંદગી કરનાર અથવા નવો જન્મ લેનાર.

**સ૦**—બંદગી કરનાર એટલે શું?

**જ૦**—ધર્મમાં જણાવેલા હોકમો પ્રમાણે ચાલનાર અને ખોદાની ભક્તિ કરનાર.

**સ૦**—ધર્મ એટલે શું?

**જ૦**—માનસને સારાં કામ કરવાને શીખવનાર અને ખરાબ કામ કરવાથી અટકાવનાર કાયદો.

**સ૦**—તમો શાને સારાં કામ કેહેવો છો?

જ૦—સચાઇ, પવિત્રાઇ, પરોપકાર, દયા, સખાવત, ઉદ્યોગ ઇત્યાદીને.

સ૦—તમો શાને ખરાબ કામ કેહેવો છો ?

જ૦—જુઠાઇ, ચોરી, લૂંટફાંટ, અપવિત્રાઇ, અપરોપકાર, આલસાઇ, ઠગાઇ ઇત્યાદીને.

સ૦—ધર્મ કોણની મારફતે મલે છે ?

જ૦—પેગમબરની.

સ૦—પેગમબરનું કામ શું ?

જ૦—લોકોને પોતાની ફરજ અને ખોદાતાલાનાં હોકમો વિષે જ્ઞાન આપવાનું.

સ૦—તમારા પેગમબર સાહેબનું નામ શું ?

જ૦—અશો જરતોશ્ત.

સ૦—અશો જરતોશ્તના બાવા અને માએનું નામ શું ?

જ૦—બાવાનું નામ પોરોસસ્પ અને માએનું નામ દોગદો.

સ૦—અશો જરતોશ્તનાં ધણીઆંણીનું નામ શું ?

જ૦—હવોવિ.

સ૦—અશો જરતોશ્તનાં કેટલાં છોકરાં હતાં ?

જ૦—ત્રણ છોકરા અને ત્રણ છોકરીઓ મલી છ હતાં.

સ૦—છોકરાઓનાં નામ જણાવો ?

જ૦—એરાદવાસ્તર, ઉરવતતનર અને ખુરશેદચેહર.

સ૦—છોકરીઓનાં નામ કેહેવો ?

જ૦—ફ્રેની, થ્રીતી અને પોરોચીશ્તી.

સ૦—અશો જરતોશ્ત ક્યા દેશનાં રેહેવાસી હતા ?

જ૦—ઇરાંન દેશનાં રએ શેહેરનાં.

સ૦—ઇરાંન દેશ સાથ આપણને શું સંબંધ ?

જ૦—ઘણા આગલા વખતમાં આપણાં વડવાઓ એ દેશમાં વસતા હતા.

સ૦—અશો જરતોશ્તે ક્યા પાદશાહનાં વખતમાં પોતાનો ધર્મ સમજાવ્યો હતો ?

જ૦—ઇરાંન દેશના પાદશાહ ગોશતાસ્પના વખતમાં.

સ૦—તેને આજ કેટલાં વરસ થયાં ?

જ૦—આસરે ત્રણ હજાર.

સ૦—અશો જરતોશતે ધર્મ સમજાવતી વખતે લોકોને શું કહ્યું હતું ?

જ૦—એવું કહ્યું હતું કે—હું સચાઇનો ફેલાવો કરનાર, જુઠાઇનો ધિક્કાર કરનાર, ગલીચ વસ્તુઓનો નાશ કરનાર, બુરાં માનસોને ફજેત કરનાર, અને ભલાં માનસોને મદદ કરનાર છું.

સ૦—અશો જરતોશ્તે જે ધર્મ સમજાવ્યો તેનું નામ શું ?

જ૦—મજદયસ્ની જરતોશ્તી દીન.

સ૦—મજદયસ્ની જરતોશ્તી દીન એટલે શું ?

જ૦—દુનીઆની સઘલી વસ્તુઓને પેદા કરનાર ઘણાજ દહાપણવાલા સાહેબ—ખોદાતાલાને—પૂંજવાનો ધર્મ.

સ૦—મજદયસ્ની જરતોશ્તી દીન કયા ધર્મની વિરોદ્ધ છે ?

જ૦—દેવયસ્ની અને બુતપરસ્તી.

સ૦—દેવયસ્ની એટલે શું ?

જ૦—ખોદાતાલાની બંદગી કરવાને બદલે તે સાહેબની પેદા કરેલી વસ્તુઓને ખોદા તરીકે પૂંજવું અથવા માન આપવું.

સ૦—બુતપરસ્તી એટલે શું ?

જ૦—પથ્થર અથવા બીજી કોઇબી વસ્તુનો માનસ કે જાનવરના જેવો આકાર બનાવી તેની પૂંજા કરવી અથવા માન આપવું.

સ૦—તમો કેવા થવાને પસંદ કરો છો ?

જ૦—હું મજદયસ્ની જરતોશ્તી થવાને પસંદ કરૂંછું.

સ૦—તમો કેવા થવાને ઇચ્છતાં નથી ?

જ૦—દેવયસ્ની અને બુતપરસ્તી.

સ૦—દેવયસ્ની અને બુતપરસ્તી થવાને પ્રસંદ કાંય નથી કરતા ?

જ૦—કારણ એમાં પેદા કરનાર ખોદાતાલાની બંદગી અને ભક્તિ કરવામાં નથી આવતી.

સ૦—મજદયસ્ની જરતોશ્તી ધર્મ ખોદાતાલાનીજ બંદગી કરવાને શીખવે છે તેની ધર્મમાંથી સાબેતી આપો?

જ૦—સાબેતી એ છે કે—**ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો.**

સ૦—એ વાક્યનો ખુલાસો કરો?

જ૦—ખોદાતાલાની ભક્તિ કરનાર, જરતોશ્તનાં ધર્મ પ્રમાણે ચાલનાર, દેવનાં[1] કામનો ધિક્કાર કરનાર અને જગત કરતાનાં કાયદાને માન આપનાર થવાને હું પસંદ કરૂં છું.

સ૦—મજદયસ્ની જરતોશ્તી ધર્મ પુસ્તક કઇ ભાષામાં લખાયલું છે?

જ૦—અસલી ઇરાંની ભાષા જેને હાલમાં અવસ્તાઓ જંદ અથવા જંદ અવસ્તાને નામે ઓલખે છે તેમાં.

સ૦—મજદયસ્ની જરતોશ્તી ધર્મની ઉત્તમ ખુબી શું કરવામાં છે?

જ૦—અશોઇ કરવામાં

---

૧ જે વસ્તુ, હવા અથવા માનસ બીજી સારી ચીજો અને માનસને નુકશાંન કરે છે તેને દેવ કહેછે.

સ૦—અશોઇ એટલે શું ?

જ૦—પવિત્રાઇ, ચોખ્ખાઇ અથવા સફાઈ.

સ૦—અશોઇ કેટલી રીતની છે ?

જ૦—બે રીતની.

સ૦—તે બે રીત કઇ તે જણાવો ?

જ૦—એક શરીરની અને બીજી મનની.

સ૦—શરીરની અશોઇ એટલે શું ?

જ૦—શરીરને તેની ઉપરનો મેલ ધોઇને સાફ કરવું અને નુકશાંન કરનારી કોઇબી વસ્તુ અથવા હવાથી બચાવવું.

સ૦—શરીરની સફાઇથી શું ફાયદો થાય છે ?

જ૦—શરીરને સુખ થાય છે અને કોઇબી ઉડતો રોગ લાગુ પડવાની ધાસ્તી રહેતી નથી.

સ૦—મનની અશોઇ એટલે શું ?

જ૦—મનમાં જે ખરાબ વિચારો આવે તે કાઢી નાખીને તેને સાફ રાખવું.

સ૦—મનની સફાઇથી શું ફાયદો થાય છે ?

જ૦—ખરાબ કામનો અટકાવ થાય છે અને મનની શાંતી રહે છે.

સ૦—મનની પુરી સફાઇ રાખવાના મૂખ્ય હોકમો શું છે ?

જ૦—હુમેત હુખ્ત અને હવર્શ્ત.[1]

સ૦—હુમત એટલે શું ?

જ૦—સારા વિચાર.

સ૦—હુખ્ત એટલે શું ?

જ૦—સારાં વચન.

સ૦—હવર્શ્ત એટલે શું ?

જ૦—સારાં કામ.

સ૦—સારા વિચાર કરવા એટલે શું ?

જ૦—મનમાં સર્વેનું ભલુ ચહાવું; ચોખ્ખી ધાનત રાખવી; દયાલુ થવું; સબુરી કરવી અને સંતોષ રાખવો ઈત્યાદી.

સ૦—સારાં વચનો બોલવાં એટલે શું ?

જ૦—સાચુ બોલવું; સાચો કોલ આપવો અને પાલવો; સાચી સાક્ષી પુરવી; મધુર શબ્દો બોલવા; કોઇની ભલામન કરવી; સારી સલાહ આપવી અને આભાર માનવો ઇત્યાદી.

સ૦—સારાં કામ કરવાં એટલે શું ?

જ૦—ઉદ્યોગી થવું; પ્રમાણીકપણું રાખવું; પરોપકાર કરવો; અશક્ત માનસોનું રક્ષણ કરવું; ભલાં કામમાં મદદ કરવી; મેહમાનદારી કરવી; કરકસર રાખવી; ઇત્યાદી.

---

૧ મનશાની, ગવશાની અને કુનસ્નીં.

સ૦—તમો શા પ્રમાણે ચાલવાની કબુલાત આપોછો?

જ૦—અશોઈનાં કામો જે હુમત, હુખ્ત અને હવર્શ્તનાં છે તે પ્રમાણે ચાલવાની હું કબુલાત આપું છું.

સ૦—હુમત, હુખ્ત અને હવર્શ્ત પ્રમાણે ચાલનારને શું ફાયદો થાય છે?

જ૦—તે પોતે સુખી થાય છે, લોકો તરફથી પ્યાર અને માન મેલવે છે અને પોતાના પેદા કરનાર ખોદાને રાજી રાખે છે.

સ૦—શા કારણસર ખોદાને રાજી રાખવો?

જ૦—કારણ તે આપણને પેદા કરનાર, જોઇતી વસ્તુઓ પુરી પાડનાર, સંભાલ કરનાર, અને રક્ષણકર્તા છે.

સ૦—જે માનસ તે સાહેબને રાજી નહીં રાખે તે કેવું ગણાય?

જ૦—નગુણું, નિમકહરાંમ અને જંગલી જાનવરો કરતાંબી ઉતરતું.

સ૦—મજદયસ્ની જરતોશ્તી ધર્મમાં ખોદાને શું કહે છે?

જ૦—અહુરમજદ.

સ૦—અહુરમજદ એટલે શું?

જ૦—સઘલી વસ્તુઓને જીવ આપનાર ઘણોજ દહાપણવાલો સાહેબ.

સ૦—અહુરમજદ ક્યાં છે?

જ૦—તે સાહેબ બધે ઠેકાંણે હાજર છે.

સ૦—ત્યારે તમે તેને જોતા હશો?

જ૦—હું તેને જોઇ શકતો નથી પણ તે સાહેબ મને દર પલે જુવે છે.

સ૦—તમો તેને કાંય નહીં જોઇ શકતા?

જ૦—કારણ કે તે સાહેબને માનસ, જાનવર, ઝાડ-પાન અને બીજી કોઇબી વસ્તુના જેવું રૂપ, આકાર કે રંગ નથી.

સ૦—જ્યારે તે સાહેબ તમુને દર પલે જુવે છે ત્યારે જે કંઇ તમો વિચારો, બોલો અને કરો તેબી તે જાંણે?

જ૦—તે સર્વે શક્તિવાન સાહેબ બધુ જાંણે છે અને જેઓ સારાં કામ કરે છે તેઓથી તે રાજી રહે છે અને તેઓને સુખ આપે છે પણ જેઓ ખરાબ કામ કરે છે તેઓથી તે નારાજ થાય છે અને શીક્ષા કરે છે.

સ૦—અહુરમજદનો હરીફ અથવા શત્રુ કોણ છે?

જ૦—અહુરમજદનો હરીફ અથવા શત્રુ કોઈ નથી, તેનો બરોબરીઓ તેમજ તેનો વીરોદ્ધબી કોઈ નથી.

સ૦—માનસના ગુજરી જવા પછી તેના શરીર અને આત્માનું શું થાય છે?

જ૦—તેનાં શરીરનો નાશ થાય છે અને તેનો આત્મા અથવા રવાન જેને આપણ જોઈ શક્તા નથી તે બીજી દુન્યામાં જાય છે.

સ૦—બીજી દુન્યામાં રવાનનું શું થાય છે?

જ૦—આ દુન્યામાં કીધેલાં કામોને માટે તેને પુછવામાં આવે છે.

સ૦—તેનાં કામ વિષે તેને કોણ પુછનાર છે?

જ૦—અહુરમજદ.

સ૦—અહુરમજદ કામ વિષે પુછીને શું કરે છે?

જ૦—જો તે રવાને આ દુન્યામાં અશોઇના કામ કીધાં હોય તો તેને બેહેશ્ત આપે છે.

સ૦—જો તે રવાંને અશોઈથી ઉલટાં અને ખરાબ કામ કીધાં હોય તો તેને શું કરે છે?

જ૦—તેને દોજખ આપે છે.

સ૦—બેહેશ્ત અને દોજખ શું છે?

જ૦—બેહેશ્ત એ રોશનીવાલું અને સુખ આપનારૂં મકાન છે અને દોજખ એ અંધારાવાલું અને દુઃખ આપનારૂં ઠેકાણું છે.

સ૦—તમારાં પાપનું તારણ કરનાર કોણ છે?

જ૦—મારાં પાપનું તારણ કરનાર અહુરમજદ છે તેનાં સીવાય બીજો કોઇજ નથી.

સ૦—તમારૂં તારણ કેમ થઇ શકે ?

જ૦—જો હું ખરાં મનથી મારાથી થયલાં પાપનો પસતાવો કરૂં અને ફરીથી તેવાં પાપ નહીં કરૂં તો અહુરમજદ મારૂ તારણ કરશે.

સ૦—બેહેશ્ત અને દોજખ મેળવવાનો આધાર શાની ઉપર રહે છે ?

જ૦—માનસની કરણી—કામ—ઉપરજ.

સ૦—કરણી સીવાય બીજી કોઈબી વસ્તુ અથવા કામ તમુને કામ લાગશે ?

જ૦—નહીં. જરતોશ્તી ધર્મમાં કહેલું છે કે સર્વે કોઇ પોતાની કરણીનેજ આધારે બેહેશ્ત અથવા દોજખ મેળવે છે.

સ૦—ત્યારે તમારૂં કહેવું એવું છે કે તમારી કરણી સીવાય બીજી કોઇબી ચીજ કે કોઈનીબી મદદ તમુને કામ લાગનાર નથી ?

જ૦—મારા પોતાના હાથે કીધેલાં કામ સીવાય બીજા કોઇનાં કામ મને ફાયદો કરનાર નથી.

સ૦—હવે તમો કેહવો કે આજની ક્રિયામાં તમુને શું વસ્તુ આપવામાં.આવશે ?

જ૦—સદરો અને કુશ્તી.

**સ૦**—સદરો અને કુશ્તી તે શું ?

**જ૦**—સદરો એક ચોકસ રીતનું પેહેરન છે અને કુશ્તી ધર્મ ઉપર મકમ રહેવાનો કંમરબંધ છે.

**સ૦**—સદરો શાનો બનાવવો જોઇએ ?

**જ૦**—રૂનાં સફેદ કપડાંનો.

**સ૦**—સફેદ કપડાંનો બનાવવાનું કારણ શું ?

**જ૦**—જેમ સફેદ કપડાં ઉપર દાધ પડે છે તે જણાઈ આવે છે અને તેને ધોઇને સાફ કરવાની અગત છે તેમ આપણાં મનમાનાં ખરાબ વિચારોને દુર કરવાની અને શરીરનો મેલ કાઢવાની યાદ એ આપે છે.

**સ૦**—જરતોશ્તી તરીકે ઓલખાવા માટે સદરા ઉપર શું જોઇએ ?

**જ૦**—ગીરોએબાંન જેને આપણ ગરીઆંન કહીએ છીએ.

**સ૦**—ગીરોએબાંન તમુને શાંની યાદ આપે છે ?

**જ૦**—મજદયસ્નની જરતોશ્તી દીન ઉપર ભરોસો અને વિશ્વાસ રાખવાની.

**સ૦**—કુશ્તી શાંની બનાવામાં આવે છે ?

**જ૦**—મેંઢાંનાં ઉનનાં-સુતરની.

**સ૦**—મેંઢાંનાં ઉનનાં સુતરની બનાવાનો સબબ શું ?

**જ૦**—મેંઢું જેમ નિર્દોષ છે ને કોઇને દુઃખ દેતું નથી

તેમ કુશ્તી બાંધનારેઓ નિર્દોષપણે રહીને
કોઇનું દીલ દુ:ખવવું નહીં.

સ૦—કુશ્તી ક્યાં બાંધવી જોઇએ?

જ૦—કમર જે શરીરનો મધ્ય ભાગ છે તે ઉપર.

સ૦—કુશ્તી કમરે બાંધવાની મતલબ શું?

જ૦—જેમ કમર શરીરનો મધ્ય ભાગ છે તેમ કુશ્તી
બાંધનારે પોતાનાં કામમાં મધ્યમપણું રાખવું.

સ૦—કમર ઉપર કુશ્તીનાં કેટલા આંટા લેવા
જોઇએ?

જ૦—ત્રણ.

સ૦—એ ત્રણ આંટા શાંની યાદ આપે છે?

જ૦—હુમત, હુખ્ત અને હુવર્શ્તનાં કામને યાદ
રાખવાની.

સ૦—કુશ્તીની લરી કેટલી છે?

જ૦—૭ છે.

સ૦—૭ રાખવાની મતલબ શું?

જ૦—વરસનાં ૭ ગંબારમાં ભાગ લેવાની યાદ
આપવાની.

સ૦—ગંબાર એટલે શું?

જ૦—રૂતુઓમાં જે ફાયદા થાય છે તે માટે જરતોશ-
તીઓએ સાથે મલી ખોદાનો આભાર માનવો.

સ૦—કુશ્તી બાંધતાં કેટલા ગાંઠ વાલવા?

જ૦—ચાર, બે આગલ અને બે પાછલ.

સ૦—પેહલો ગાંઠ વાલતાં મનમાં શું વિચારવું ?

જ૦—દુનીઆની બધી વસ્તુઓને પેદા કરનાર એકજ સાહેબ ખોદા છે.

સ૦—બીજો ગાંઠ વાલતાં શું વિચારવું ?

જ૦—મજદયસ્નની જરતોશ્તી દીન ખરી છે અને તે ઉપર મારો ભરોસો છે.

સ૦—ત્રીજો ગાંઠ વાલતાં શું વિચારવું ?

જ૦—અશો જરતોશત સાચા પેગમબર છે.

સ૦—ચોથો ગાંઠ વાલતાં શું વિચારવું ?

જ૦—સારાં કામ કરવાને બંધાંઉ છું અને બુરાંનો તિરસકાર કરૂં છું.

સ૦—કુશ્તી મોહડું હાથ ધોવા સાથ કેઇ કેઇ વખતે છોડીને પાછી બાંધવી ?

જ૦—ઉંઘમાંથી જાગરૂત થવા પછી, કુદરતી હાજતે જઈ આવ્યા પછી, ખાંનું ખાવાની આગમચ, બંદગી કરવા આગમચ, અને ખરાબ વસ્તુ અથવા હવા શરીરનાં ભાગોને લાગવાની ધાસ્તી હોય તે વખતે.

સ૦—કુશ્તી બાંધવાની ક્રિયા કેમ કરવી જોઇએ ?

જ૦—પેહેલાં શરીરનાં ખોલા ભાગો મોહડું, હાથ અને પગ ધોઇને સાફ કરવા, પછી "કે મે ના

મજદા" આખી પઢી રહીને કુશ્તી છોડવી, હાથમાં કુશ્તી પકડીને 'અહુરમજદ ખોદાએ' પઢવી શરૂ કરવી અને 'જ્નઓથ્ર અહુરહે મજદાઓ' પઢતાં તેને કમર ઉપર બાંધવાની શરૂ કરવી, બે 'યથા અહૂ વઇર્યો' પઢતાં આગલા બે ગાંઠ વાલવા, 'અષેમ્ વોહૂ' એક પઢતાં પાછલા બે ગાંઠ વાલવા અને 'મજદ-યસ્નો અહ્મી'નો કર્દો પઢવો.

**સ૦**–શરીરનાં ખુલ્લા ભાગો વારેઘડીએ ધોવાથી શું ફાયદો થાય છે?

**જ૦**–હવામાં જે ધુલ ઉડે છે તે ખુલા ભાગની ચામડીને ઘણી વખતે નુકશાંન કરે છે તેથી તેને ધોઇને સાફ રાખવાની ફરજ છે.

**સ૦**–હવે તમો આજથી કેવા થવાની કબુલાત આપો છો?

**જ૦**–મેં આગલ જણાવ્યું તેમ બનતી કોશેશથી અશોઇનાં કામ કરી તથા નિર્દોષપણે ચાલી માનસોમાં માન અને પ્યાર મેલવનાર અને અહુરમજદને રાજી રાખનાર થવાની હું કબુલાત આપું છું"

---

# નવજોત થતાં બાલક પાસે પઢાવવાનાં અવસ્તા.



## અહુરમજદને માનવાનો એકરાર અને દીનની સ્તૂતિ.

ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ્ વોહૂ ૧ ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર–ત્કએષો હાવનેએ[1] અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ફ્રસસ્તયએચ સાવઙહેએ વીસ્યાઇચ અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ફ્રસસ્તયએચ રજીશ્તયાઓ ચિસ્તયાઓ મજદધાતયાઓ અષઓન્યાઓ દએનયાઓ વઙહુયાઓ માજદયસ્નોઇશ્ ક્ષનઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ફ્રસસ્તયએચ યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ.

---

૧ બીજી જે ગેહ હોય તે પઢાવવી.

# નીતિની પસંદગી અને અનીતિનો તિરસ્કાર.



ફ્રસ્તુએ હુમતોઇબ્યસ્ચા હુખ્તોઇબ્યસ્ચા હુવ-
ર્શ્તોઇબ્યસ્ચા માંથ્વોઇબ્યસ્ચા વખેદ્વોઇબ્યસ્ચા
વર્શ્તવોઇબ્યસ્ચા અઇબિગઇર્યો દઇથે વીસ્પા હુ-
મતાચા હૂખ્તાચા હુવર્શ્તાચા પઇતિ-રિચ્યા દઇથે
વીસ્પા દુશ્મતાચા દુજૂખ્તાચા દુજવર્શ્તાચા૦

ફ્રા વે રાહી અમેષા સ્પેન્તા યસ્નેમ્ચા વહ્મેમ્ચ-
ફ્રા મનઙહા ફ્રા વચઙહા ફ્રા શ્કયઓથ્ના ફ્રા અઙ-
હાઓયા ફ્રા તન્વસ્ચીત્ ખખ્યાઓ ઉશ્તનેમ્ સ્તા
ઓમિ અષેમ્, અષેમ્ વોહૂ ૧



## જરતોશતી તરીકેની કબુલાતો અને ફરજો.



નાઇસીમી દએવો ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિ-
શ્ વીદએવો અહુર-તકએષો સ્તઓતા અમેષનાંમ્
સ્પેન્તનાંમ્ યશ્તા અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ અહુરાઇ
મજદાઈ વઙહવે વોહૂમઈદે વીસ્પા વોહૂ ચિનહ્મી અ-
ષાઉને રએવઇતે ખરેનઙહઇતે યા જી ચીચા વહિશ્તા
યેઙહે ગાઉશ્. યેઙહે અષેમ્ યેઙહે રઓચાઓ યે-
ઙ્હે રઓચેબીશ્ રોઇથ્વેન્ ખાથ્રા૦ સ્પેન્તાંમ આર્મઇ-
તીમ્ વઙઉહીમ્ વરેને હા મોઈ અસ્તૂ૦ ઉસ્ ગેઉશ્-

સ્તુયે તાયાઅત્ચા હજઙહત્ચા ઉસ્ માજદ યેસ્નિ-
નાંમ્ વીસાંમ્ જ્યાનયએચા વીવાપત્ચા૦ ફ્રા મન-
એઇબ્યો રાઓઙ્હે વસે-યાઇતીમ્ વસે-ષેઈતીમ્.
યાઇશ્ ઉપઈરિ આય જમા ગઓબીશ્ શ્કયન્તી નેમ-
ઙ્હા અષાઈ ઉજદાતા પઈતી અવત્ સ્તુએ નોઇત્
અહ્માત્ આજ્યાઓનીમ્ નોઇત્ વીવાપેમ્ ખ્શતા
માજદયસ્નીશ્ અઓઇ વીસો નોઈત્ અસ્તો નો-
ઇત્ ઉશ્તાનહે ચિન્માની૦ વી દએવાઈશ્ અધાઇશ્
અવઙ્હૂશ્ અનરેતાઇશ્ અકો-દાબીશ્ સરેમ્ મ્રુએ
હાતાંમ્ દ્રઓજીશ્તાઈશ્ હાતાંમ્ પઓષિશ્તાઇશ્ હા-
તાંમ્ અવઙહુતેમાઈશ્ વી દએવાઇશ્ વી દએવવ-
ત્બીશ્ વીયાતુશ્ વી યાતુમત્બીશ્ વી કહ્યાચીત્ હાતાંમ્
આતરાઇશ્ વી મનેબીશ્ વી વચેબીશ્ વી શ્કયઓ-
થ્નાઇશ્ વી ચિથ્રાઇશ્ વી જી અના સરેમ્ મ્રુએ
યથના દ્રેગ્વાતા રાંક્ષયન્તા૦ અથા અથા ચોઇત્
અહુરો મજદાઓ જરથુશ્ત્રેમ્ અધ્વા ક્ષયએતા વી-
સ્પએષૂ ફ્રષ્નએષૂ વીસ્પએષૂ હન્જમનએષૂ યા-
ઇશ્ અપેરેસયતેમ્ મજદાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા૦
અથા અથા ચોઈત્ જરથુશ્ત્રો દએવાઇશ્ સરેમ્
વ્યાખ્રવીતા વીસ્પએષૂ ફ્રષ્નએષૂ વીસ્પએષૂ હન્જ-
મનએષૂ યાઇશ્ અપેરેસયતેમ્ મજદાઓસ્ચા જર-
થુશ્ત્રસ્ચા અથા અજેમ્ચીત્ યો મજદયસ્નો જર-

થુશ્ત્રિશ્ દએવાઇશ્ સરેમ્ વીમ્રુયે૦ યથા અનાઇશ્ વ્યામ્રવીતા યે અષવા જરથુશ્ત્રો૦ યાવરનાઓ આ-પો યાવરનાઓ ઉર્વરાઓ યાવરના ગાઉશ્ હુધાઓ યાવરનો અહુરો મજદાઓ યે ગાંમ્ દધા યે નરેમ્ અષવનેમ્ યાવરેનો અસ્ જરથુશ્ત્રો યાવરેનો કવા વીસ્તાસ્પો યાવરના ફ્રષઓસ્ત્રા જામાસ્પા યાવરેનો કસ્ચીત્ સઓષ્યન્તાંમ્ હઇથ્યા–વરેજાંમ્ અષઓ-નાંમ્ તાવરેનાચા તકએષાચા૦

## મજદયશ્નની દીનની પસંદગી.

મજદયસ્નો અહ્મી મજદયસ્નો જરથુશ્ત્રિશ્ ફ્ર-વરાને આસ્તૂતસ્ચા ફ્રવરેતસ્ચા આસ્તુયે હુમતેમ્ મનો આસ્તુયે હુખ્તેમ્ વચો આસ્તુયે હવર્શ્તેમ્ શ્કયોથનેમ્૦ આસ્તુયે દએનાંમ્ માજદયસ્નીમ્ ફ્ર-સ્પાયઓખેધ્રાંમ્ નિધા–સ્નઇથિષેમ્ ખએત્વદથાંમ્ અષઓનીમ્ યા હાઇતિનાંમ્ચા બૂષ્યેઇન્તિનાંમ્ચા મજીશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચા યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ્ અહુરાઇ મજદાઈ વીસ્પા વોહૂ ચિન-હ્મી૦ અએષા અસ્તૂ દએનયાઓ માજદયસ્નોઇશ આસ્તુઈતિશ્ અષેમ્ વોહૂ. ૧

# જરતોશતી તરીકેની બંદગી.



વસસ્ચ તૂ અહુર મજદ઼ ઉશતાચ ખ્શઍશ હ્વ-
નાંમ્ દ઼ામનાંમ્ વસો આપો વસો ઉર્વરાઓ વસે-
વીસ્પ વોહૂ અષચિથ્ર ક્ષયમ્નેમ્ અષવનેમ્ દ઼ાયત આ
ક્ષયમ્નેમ્ દ્રવન્તેમ્૦ વસો ક્ષથ્રો ખ્યાત્ અષવ અ-
વસો—ક્ષથ્રો ખ્યાત્ દ્રવાઓ ગતો હ્મિસ્તો નિજ઼ઍ-
રેતો હચ સ્પેન્તહે મઇન્યેઉશ્ દ઼ામખ્યો વરતો અ-
વસો—ક્ષથ્રો૦ હક્ષ્ય અજ઼ેમ્ચિત્ યો જ઼રથુશ્ત્રો ક્રૂતેમાં
ન્માનનાંમ્ચ વીસામ્ચ જ઼ન્તુનાંમ્ચ દ઼ખ્યુનાંમ્ચ
અઙ્હાઓ દ઼ઍનયાઓ અનુમતયઍચ અનુખ્તય-
ઍચ અન્વર્શ્તયઍચ યા આહૂઇરિશ્ જ઼રથુશ્ત્રિશ્૦

યથનો આઓઙ્હાંમ્ શ્કાતો મનાઓ વહિશ્તો
ઉર્વાનો ખ્શથ્રવઇતીશ્ તન્વો હેન્તો વહિશ્તો અઙ્-
હેઉશ્ આકાઓસ્ચોઇત્ અહૂઇરે મજ઼દ઼ જ઼સેન્તાંમ્૦

અષ વહિશ્ત અષ સ્રઍશ્ત દ઼રેસામ થ્વા પઇરિ
થ્વા જ઼મ્યામ હમેમ્ થ્વા હખ્મ૦ અષેમ્ વોહૂ. ૧



## નવજોત થતાં બાલકે અહુરમજદને માંનવાનો એકરાર, દીનની સ્તૂતિ, નીતિની પસંદગી અને અનીતિનો તિરસ્કાર, જરતોશ્તી તરીકેની કબુલાત, દીનની પસંદગી અને બંદગી અવસ્તા ભાષામાં કીધી તેનો ખુલાસો ક્રિયા કરનાર અથોરનાને બાલકને સંભલાવવો.



અત્રે ભેગાં મલેલાં બાનુઓ અને ગ્રહસ્થોની હુજુરમાં, અહુરમજદને માંનવાનો એકરાર, દીનની સ્તૂતિ, નીતિનીપસંદગી અને અનીતિનો તિરસ્કાર, જરતોશ્તી તરીકેની કબુલાત, દીનની પસંદગી અને બંદગી અવસ્તા ભાષામાં તમોએ કીધી તેનો ખુલાસો આપણી ચાલુ ભાષામાં હું કહુંછું તે સાંભલો.—

તમો જગતકર્તા અહુરમજદની પૂંજા અને બંદગી કરનાર, જરતોશ્તનાં હોકમો પ્રમાણે ચાલનાર, બુરા માનસો અને નુકશાંન કરનારી વસ્તુઓથી દુર રેહનાર અને કુદરતના કાયદા પ્રમાણે ચાલનાર થવાનો આજથી એકરાર કરો છો.

આજ દીને હાવન[1]નાં વખતમાં અહુરમજદને ખુશાલ કરવા સારૂ સત્યતા શીખવનારી, દહાપણ આપનારી, માહાજ્ઞાની ખોદાનું સ્મરણ કરાવનારી, પવિત્રાઈ દેખાડનારી ભલી "મજદયસ્ની દીનની" વખાણ, સ્તૂતિ અને પ્રખ્યાતી કરનાર થવાને તમે પોતાને જાહેર કરો છો.

તમારા ભલા વિચાર, ભલાં વચન અને ભલાં કામોની મારફતે બીજાઓનાં નેક વિચાર, વચન અને કામની સ્તૂતિ કરવાને કબુલ થાઓ છો; મનશ્ની, ગવશ્ની અને કુનશ્ની પ્રમાણે ચાલવાની પસંદગી બતાવો છો અને બુરા વિચાર, બુરાં વચન અને બુરાં કામને તિરસ્કાર સાથ તજી દેવાને કબુલ થાઓ છો.

તમારી મનશ્ની, ગવશ્ની, કુનશ્ની અને અંતઃકરણથી બેમર્ગ રહીને દુનીઆંની આબાદી કરનાર અમશાસ્પંદો–ખોદાઇશક્તિઓ–ની સ્તૂતિ અને વખાંન કરવાને તૈયાર થાઓ છો.

જે વસ્તુ જરતોશ્તી ધર્મને નુકશાંન કરનારી અને જે રીતીઓ નીતિનાં તરીકાથી જુદી છે તેને આજથી વગોવવાને અને તેનાં ખરાં રૂપમાં જાહેર કરવાને કબુલ થાઓ છો; તમે મજદયસ્ની ધર્મને સ્વીકારો છો અને અશો જરતોશ્તનાં ચેલા થવાને

---

૧ જે ગેહ હોએ તેનું નામ જણાવવું.

પસંદ કરો છો; દેવપરસ્તીનો તિરસ્કાર કરો છો અને અહુરમજદની બંદગી તથા ભક્તિ કરવાનો વચન આપો છો; બેમર્ગ રહીને દુનિઆંની આબાદી કરનારી ખોદાઇ શક્તિઓ—અમસાસ્પંદો—ની સ્તૂતિ અને વખાંણ કરનાર થવાની ઈચ્છા જણાવો છો; સઘલી વસ્તુઓ ગાવ, ગોસ્પંદ, અનાજ, સુખકારક રોશની વીગેરે—જે તમો હમણાં ભોગવો છો અને હવે પછી ભોગવશો તેનો પેદા કરનાર અહુરમજદ છે એવું તમો માંનનાર થયા છો; અહુરમજદનાં હોકમોને તાબેદારીથી માન આપવાને કબુલ થાઓ છો; તમારામાં તાબેદારી અને દહાપણનો ગુણ આવે એવી દોવા તમો માંગો છો; માજદયશ્નની લોકોની માલ મીલકતને ચોર તથા લુટારાઓથી બનતી કોશેશે બચાવાની કબુલાત તમો આપો છો; માજદયશ્નાંનોનાં મોહલાઓને આવી પડતી આફત અને નુકશાંનીમાંથી બચાવાને બંધાઓ છો; માજદયશ્નાંનોને કોઇબી રીતની અડચણ અને નુકશાંન નહીં કરવાને તમો કોલ આપો છો; ખરાબ, જુઠા, અને ઠગારા લોકોની તાબેદારી કરવાને ના પાડો છો; હૈયાતી ભોગવનારાઓમાં ઘણાજ ભુંડા, ઘણાજ ગલીચ, ભલાઇ વગરનાં, વેહેમનો વધારો કરનાર અને એવા બીજાં બદ કામ કરનારાઓને

મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીથી ધિક્કારવાની ત-
મારી ફરજ સમજો છો. જે પ્રમાણે અહુરમજ્દ અને
અશો જરતોશ્ત વચ્ચે વાતચીત થઇ હતી અને
અહુરમજદે જરતોશ્તને ફરમાવ્યું હતું કે ઓ
જરતોશ્ત! તું દેવોની સરદારી તજી દે, અને જે
પ્રમાણે જરતોશ્તે દેવોની સરદારીનો તિરસ્કાર કર્યો
હતો તેજ પ્રમાણે તમો જે મજદયસ્ની જરતોસ્તી
થયા છો તે બુરા લોકોની સરદારી નીચે રેહેવાનો
ધિક્કાર બતલાવો છો; જે હમેશનાં ઠેરવી આપેલા
માર્ગ ઉપર તમામ કુદરત—પાંણી, ઝાડપાંન ઈત્યા-
દી—ચાલે છે, જે રીતી ગોસ્પંદ, માંનસ ઈત્યાદીને
પેદા કરનાર અહુરમજદને પસંદ છે, જે નીતિ અને
મજહબ અશો જરતોશ્તનાં હતાં, જે નીતિ અને
મજહબ પાદશાહ ગુસ્તાસ્પનાં હતાં, જે મજહબના
ફરશોસ્તર અને જામાસ્પ હતા, જે મજહબના
બીજા ભલા અને ફાયદો કરનાર શક્ષો હતા અને
હાલમાં છે તેજ તરીકા, રીતી અને મજહબના
તમે આજથી થવા માગો છો; તમે મજદયસ્ની
જરતોશ્તી છો; નેક વિચાર, નેક વાણી, અને નેક
કરણી સાથે આજથી મજદીયસ્ની જરતોસ્તી દીન
ઉપર ભરોસો લાવનાર અને ઇમાન રાખનાર થયા
છો; મજદયસ્ની દીનની તારીફ કરવાની તમે

ફરજ સમજો છો; જે દીનમાં તકરાર ઉઠાવવા અને હથીઆરોનો ઉપયોગ કરવા જોગ વાંધાભરેલી બાબતો નથી; જે દીન એક બીજા સાથે દોસ્તી અને સલાહથી રેહેવાને શીખવે છે, અને જે અહુરમજદી અને જરતોશ્તી દીનને નામે ઓળખાય છે તે દીન બીજી બધી દીનો કરતાં શ્રેષ્ટ છે. અને છેલે તમો એવું ઈચ્છો છો કે મજદયસ્ની જરતોશ્તી દીનની વખાંણ અને કાયમી હમેશાં ચાલુ રહે તે તમારી ઇચ્છા પાર પડો. આમીન !

ઉપલી કબુલાતો અને એકરાર કરવા પછી અહુરમજદની જે બંદગી તમે કીધી તેનો ખુલાશો હું તમુને કહું છું તે સાંભળો.—

તમોએ બંદગી કીધી કે ઓ અહુરમજદ ! તારી પેદાયશો જેવી કે પાંણી, ઝાડપાંન વીગેરેની સઘલી વસ્તુ ઉપર હમેશ સુધી તારૂં રાજ કાયમ રહો !

ઓ દાદાર ! સચાઈ તથા પવિત્રાઇથી ચાલનારાઓને તું સ્વતંત્ર કર અને બુરાઈ, જુઠાઈ, તથા અપવિત્રાઇથી ચાલનારાઓને તું સ્વતંત્ર મા કર ! ઓ ખોદા ! તું એવું કર કે અશોઇ પ્રમાણે ચાલનારા દુનિઆમાં પોતાની મરજી માફકનું કામ કરનાર થાય; અને બુરાઇ, અને જુઠાઇ વીગેરેનો ફેલાવો કરનારા પોતાની ઇચ્છામાં નીરાસ થયલા

તથા દુનિઆંની ભલી પેદાયશમાંથી હાર પામેલા થઇને નાબુદ થાય! આએ દીન જે મજદયસ્નની જરતોશ્તી છે તેના વિચાર, વચન અને કરણી પ્રમાણે ચાલવાની હું જે જરતોશ્તી છું તે ઘરના, મોહલ્લાના, ગામના, અને દેશના સરદારોને ભલામણ કરતો રેહેવશ અને વળી હું એવું ઇચ્છું છું કે અમો જે હૈયાત જરતોશ્તીઓ છઇએ તેઓનું મન ભલાં કાંમ કરવાથી ખુશાલી ભરેલું અને રવાન બેહેશ્તને લાયકનું થાઓ! કારણ કે અહુરમજદને લગતાં મકાન ગરોથમાનમાં પોંહચનાર પેગંબરની ગવાહીથી જણાયલું છે કે બેહેશ્તને લાયક માનસનું તન હમેશાં ખુશાલીભરેલું હોય છે.

ઓ અહુરમજદ! સચ્ચાઇ સર્વોત્તમ છે, અને સચ્ચાઇ સર્વમાં મોટો દરજ્જો ભોગવે છે, માટે અમે જરતોશ્તીઓ ઇચ્છીએ છીએ કે સચ્ચાઇની મારફતે અમે તુંને જોવાને શક્તિવાન થઇએ, અમે તુંને પોંહોચીએ અને તારી દોસ્તી મેળવ્યે. આમીન!

## અષેમ્ વોહૂ.

અષેમ્ વોહૂ વહિશ્તેમ્ અસ્તી. ઉશ્તા અસ્તી. ઉશ્તા અહ્માઇ હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષેમ્૦

## અષેમ્નો ખુલાસો.

અશોઇ[1] સર્વોત્તમ ગુણ છે, એથી સુખ મલે છે અને જે માનસ અશોઇનાં ઉત્તમ કામો કરે છે તેનેજ સંપૂર્ણ સુખ મલે છે.



## અહુનવર. (યથા અહૂ વઇર્યો.)

યથા અહૂ વઇર્યો અથા રતુશ્ અષાત્ચીત્ હચા. વઙ્હેઉશ્ દજદા મનઙ્હો શ્કયઓથનનાંમ્ અઙ્હેઉશ. મજદાઇ ક્ષથ્રેમ્ચા અહુરાઇ આ યિમ્ દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ્૦

## અહુનવરનો ખુલાસો.

જેમ પાદશાહ સ્વતંત્રપણે પોતાની ઇચ્છા પાર પાડે છે તેમજ સત્ય માર્ગ ઉપર ચાલનાર ધર્મી માનસ અશોઇને લીધે પોતાની મરજી મુજબ કામ કરી શકે છે; સારા વિચારથી કરવામાં આવતાં કામોનો બદલો જીંદગીમાં મલે છે; અને

---

૧ જુવો અશોઇની સમજણ સફે ૬ અને ૭ મે.

જે માનસ અશક્ત અને નાચાર માનસોનું રક્ષણ કરે છે તે માહાજ્ઞાની સાહેબ ખોદાને પાદશાહ તરીકે ગણે છે એટલે કે સ્વતંત્ર થવા માટે અને ઇચ્છા પૂર્ણ કરવા સારૂં અશોઈ પ્રમાણે ચાલવાની જરૂર છે; સારાં કામનો હ-મેશ લાભ મલે છે; અને સખાવત કરવી ખોદા-તાલાને પસંદ છે.



## કેં મેં ના મજદા.

કેં મેં ના મજદા મવઇતે પાયૂમ્ દદાત્.
હ્યત્ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંહે.
અન્યેંમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંહહસ્ચા.
યયાઓ શ્કયઓથ્નાઈશ્ અષેમ્ થ્રઓશ્તા અહુરા
તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઇ ફ્રાવઓચા૦

કે વેરેથ્રેમ્ જા થ્વા પોઇ સેંન્ગહા યોઇ હેન્તી.
ચિથ્રા મોઇ દાંમ્ અહૂબિશ્ રતૂમ્ ચીજદી.
અત્ હોઇ વોહૂ સ્રઓષો જન્તૂ મનંહ્હા.
મજદા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્૦

પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ મજદાઓસ્ચ આર્મઇતિશ્ચ સ્પેન્ત. નસે દએવો-દ્રુખ્શ્ નસે દએવોચિથ્રે નસે દએવો-ફ્રકર્તે નસે દએવો-

ક્દાઈતે. અપ દુખ્શ્ નસે અપ દુખ્શ્ દ્વાર અપ દુખ્શ્ વીનસે અપાખ્ધ્ર અપ—નસ્યેહિ મામેરે-ન્યઈનીશ્ ગએથાઓ અસ્ત્વઇતીશ્ અપહે૦ નેમસ્ચા યા આર્મઈતીશ્ ઇજાચા. અષેમ્ વોહૂ ૧

## કેં મેં ના મજદાનો ખુલાસો.

ઓ માહાજ્ઞાની સાહેબ! જ્યારે બુરાઓ કિના ભરેલી નજરે મારા તરફ જુવે ત્યારે કયો માનસ મારૂં અને મારે લગતાઓનું ર-ક્ષણ કરશે? તું મારો સદાનો રક્ષણ કર્તા છે પણ તારા સીવાય બીજા મદદગાર મારી કા-મ કરવાની ઉલટ અને ભલી વિચાર શક્તિ છે, જે બેઉ શક્તિઓ પ્રમાણે કામ કરવાથી ઓ અહુરમજદ! અશોઇનો વધારો થાય છે, માટે ઓ સાહેબ! મારાં અંતઃકરણની પવિ-ત્રાઇસારૂં ભલાં કામ કરવાની ઉલટ અને ભલી વિચાર શક્તિનું જ્ઞાન તું મને શીખવ૦

કોણ શત્રુને મારનાર છે? ઓ સાહેબ! તારી સંભાળ અને તારી શીખામન. ઓ દાદાર! તું મને જાહેર રીતે બેઉ દુન્યાસારૂં સિદ્ધો અને રાસ્ત માર્ગ બતાવ. ઓ માહાજ્ઞાની! જે કોઈ માનસ ઉપર તારી કૃપા અને મેહેર ઉ-

તરે છે તેનાં ઉપર ભલા વિચાર સાથની કુદરતને સમજવાની શક્તિ ઉતરે છે માટે તું મારા ઉપર કૃપા કર.

ઓ અહુરમજદ ! અને સ્પેન્ત આર્મઇતિ ! (આબાદી અને દહાપણ શીખવનારી ખોદાઇ શક્તિ) તમે દુ:ખ અને દ્વેષથી અમારૂં રક્ષણ કરો ! દેવોથી પસરતી ખરાબી જડમુલથી નાશ પામો ! ગલીચી, ગંધવાત અને જેહરી તત્વો દુર થાઓ ! જુઠાઈ દફે થાઓ ! જુઠાઈનો ફેલાવો અટકી પડો ! જેથી અશોઇ સાથ જીંદગી ગુજારનારાં સુખમાં રહે૦

ભલી તાબેદારી અને આબાદીને નમાંજ હોજો.

---

## અહુરમજ્દ ખોદાએ.

અહુરમજદ ખોદાએ આહેરેમન્ અવાદશાંન્ દૂર અવાજ્–દાશતાર. જદ શેકસ્તેહ બાદ્ આહેરેમન્ દેવાંન્ દ્રુજાંન્ જાદૂઆંન્ દર્વંદાંન્ કીકાંન્ કરફાંન્ સાસ્તારાંન્ ગુનાહગારાન્ આશ્મોગાંન દરવંદાંન્ દુશ્મનાંન્ ફ્રીઆંન્ જદ શેકસ્તેહ બાદ દુશ્ પાદશાંહાંન્ અવાદશાંન્ બાદ્ દુશ્મનાં સતોહ બાદ દુશ્મનાં અવાદશાંન બાદ૦

અહુરમજદ ખોદાએ એજ્ હમા ગુનાહ પ-
પતેત પશેમાન—હોમ્ એજ્ હર્વસ્તીન્ દુશ્મત
દુજૂખ્ત દુજવર્શ્ત મેમ્ પ ગેતી મનીદ્ ઓઇમ્
ગોફ્ત્ ઓઇમ્ કર્દ ઓઇમ્ જસ્ત્ ઓઇમ્ બુન્
બૂદ્ એસ્તેદ્ એજ્ આંન્ ગુનાહ મનશ્ની ગવશ્ની
કુનશ્ની તની વ રવાની ગેતી મીનોઆંની ઓખે
અવાખ્શ્ પશેમાંન્ પસે ગવશ્ની પ પતેત હોમ્૦

ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ તરોઇદીતે અ-
ઙરહે મઇન્યેઉશ્. હઇથ્યા વર્શ્તાંમ્ હ્યત્ વસ્ના
ફ્ષોતેમેમ્. અષેમ્ વોહૂ ૧.

## અહુરમજદ ખોદાએનો ખુલાસો.

ખોદા મોટો સાહેબ છે અને તે ખરાબ હ-
કુમતવાલા અહકારોને તેઓનાં કામમાં અટકા-
વનાર છે; બુરા વિચારવાલા મરાએલા અને હાર
પાંમેલા થાઓ ! દેવો, જુઠાઓ, ઠગાઇ કરનારા,
નજીસાતવાલા, ધર્મની બાબતને નહી જોઇ શ-
કનારા અને નહી શાંભલનારા, જુલમગારો, પા-
પીઓ, અશોઇને તજી દેનારા, દુશ્મની કરના-
રા, ઇત્યાદીઓ મરાએલા અને હાર પામેલા
થાઓ ! ઇઆને તેઓ પોતાનાં કામમાં નિષ્ફલ
થાઓ ! બુરા પાદશાહો નાબુદ થજો ! શત્રુઓ
આજેજ થયલા થઇને નાશ પાંમો !

ઓ ખોદાતાલા! સઘલાં પાપોનો પશ્ચાતાપ કરી તેઓથી હું પાછો ફરૂં છું; સઘલા બુરા વિચારો, બુરાં વચનો અને બુરાં કામો, જે મેં આએ દુન્યામાં વિચાર્યાં હોય, જે હું બોલ્યો હોવું, જે મેં કીધાં હોય, જે મારાથી ઉત્પન્ન થયાં હોય અને જેની શરૂઆત મેં કીધી હોય તે સર્વ વિચારને લગતા, વચનને લગતા, કરણીને લગતા, શરીરને લગતા અને આત્માને લગતા, આએ અને પેલી દુન્યાને લગતા ગુનાહો માટે ઓ ખોદા! તું મને માફ કર; ત્રણ વચનો ઇઆને મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીથી તેઓ વિષે પશ્ચાતાપ કરી તે પાછાં નહીં કરવાને હું કબુલાત આપું છું.

જાહેર કામ કરનારા સત્યવાદી પુરૂષોની મુરાદ એવી છે કે ગનામીનોનાં (બદીનાં) કામોનો તિરસ્કાર કરવામાંજ અહુરમજદની ખુશાલી સમાએલી છે—તે (મુરાદ) ઘણીજ ઉત્તમ છે૦



## જસ મે અવઙ્હે મજ્દ.

જસ મે અવઙ્હે મજ્દ. મજ્દયસ્નો અહ્મી મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ ફ્રવરાને આસ્તૂતસ્ચા ફ્રવરેતસ્ચા આસ્તુયે હુમતેમ્ મનો આસ્તુયે હૂખ્તેમ્ વચો આસ્તુયે હ્વર્શ્તેમ્ શ્કયોથનેમ્૦ આસ્તુયે દએનાંમ્ વઙ્ઉહીમ્ માજ્દયસ્નીમ્ ફ્રસ્પાયઓખેધ્રાંમ્ નિધા-સ્નઇથિષેમ્ ખએત્વદ-થાંમ્ અષઓનીમ્ યા હાઇતિનાંમ્ચા બૂષ્યેઇ-ન્તિનાંમ્ચા મજીશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચા યા આહૂઇરિશ્ જરથુશ્ત્રિશ્ અહુરાઇ મજ્દાઇ વીસ્પા વોહૂ ચિનહ્મી. અએષા અસ્તૂ દએ-નયાઓ માજ્દયસ્નોઇશ્ આસ્તૂઇતિશ્. અષેમ્ વોહૂ. ૧

## જસ મે અવઙ્હે મજ્દનો ખુલાસો.

ઓ માહાજ્ઞાની સાહેબ તું મારી મદદે પોહોંચ! કારણ તું માહાજ્ઞાનીની પૂંજા કરનાર હું છું. દીલમાં ધર્મનું ઇમાન લાવનાર અને તેનાં ઉપર વિશ્વાસ રાખનાર થઇને અશો જરતોશતનાં શીખવ્યા પ્રમાણે માહાજ્ઞાની સાહેબને પૂંજવા-નો જાહેર એકરાર કરૂં છું. સારા વિચાર, ભલાં

વચન અને રૂડાં કામોની હું તારીફ કરૂ છુ; તકરારને દુર કરનારી (ઇઆને તકરારમાં ખોટી નહીં પડે એવી) હથીયારનો ઉપયોગ નહીં કરાવનારી (ઇઆને કજીઆ કંકાસને દુર કરનારી) દોસ્તી અને સલાહથી રહેવાને શીખવનારી અને પવિત્ર તથા ભલી મજદયસ્ની દીનની હું વખાંણ કરૂં છું. એ દીન બીજી જે હાલમાં છે અને હવે પછી જે થશે તે દીનોમાં સર્વોત્મ છે અને એ અહુરમજદની અને જરતોશ્તની દીનને નામે ઓલખાય છે. સઘલી વસ્તુઓ અહુરમજદની છે એમ હું કબુલ કરૂ છું. એ પ્રમાણે મજદયસ્ની દીનની વખાંણ સદા થાઓ! આમીન!



# આએ ચોપાંન્યા વિષે અપાએલા વિચારો.

## રાસ્ત ગોફતાર

(તા૦ ૧૦ મી અકતોબર ૧૮૮૬.)

જરથોસ્તી તરીકેની ફરજ કબુલ રાખવા આગમચ એક બાળકની ઉપર નવજોતની ક્રીયા કરવામાં આવેછે તે વખતે ધરમનીતીના જેટલાં મુળતત્વોથી તે બાલકે વાકેફ રહેવું જોઇએ તેનો સમાસ આ (૩૨) પાનાના નાના ચોપાંન્યામાં કીધા છે. એની ઇબારત સાદી તેમજ સલીસ છે અને તે બાલકોની શક્તિને માફક આવે એવી રીતે સમજાવામાં આવયાં છે. જંદ અવસ્તાની કેટલીક ચો-પડીઓ જે હાલ પ્રગટ કીધામાં આવેછે જેમાં શબ્દે શબ્દના અરથ ગોઠવી ચાલુ ભાશામાં ધરમના તત્વો સમજાવા માંગે છે તે વાંચતાંજ બાળકોને તેમજ વધ વયના મરદ તેમજ સ્ત્રીઓને કંટાલો છુટે છે જેથી એવાં પુસ્તકો એ-કથી વધારે વાર હાથ ધરતાં તેઓ અચકાય છે. સવાલ જવાબના આકારમાં આ ચોપાંન્યામાં એરવદ જામાસજી એદલજી દાદાચાનજીએ બાલકોને માટે જે જે જરૂરીયાત ગ્નાન દરસાવયું છે અને તેના પાછલા ભાગ ઉપર આ ક્રીયાને બંધ બેસતા અવસ્તા તેના અરથ સાથે ખુબી ભરેલી રીતે મુકી બતાવયા છે અને શરૂઆતમાં પોતાના કેટલાક વીચારો મજબુતાઇથી જાહેર કીધા છે, તેમાંના જુજ વીચાર સાથે જોકે હમો એકમત થઇ શકતા નથી તોપણ સાંમટી રીતે આ ચોપાંન્યું પસંદ કરી તે સરવે જરથોસ્તીઓને પોતાના ધરમાં દાખલ કરવાની અને નવજોત વખતે તે ઉપર અમલ કરવાની હમો પુરતી ભલામણ કરીયે છીયે.

નવજોતની ક્રીયા ક્યા વખતમાં અને કયે આધારે ઉતપન થઇ અને તે જરથોસ્તીઓમાં કેમ દાખલ થઈ તેની નોંધ આ એરવદ સાહેબે આપી નથી. કદાચ આ બાબતની ધરમ રૂહે મજબુત શાહદત પોતાની પાસે ન હોવાથી તે ઉપર ચુપકીદી અખતયાર કીધી હોય એવું અમને લાગે છે. એનો ફક્ત ઇસારો વંદીદાદની ૧૮ મી પરગરદમાં "અઇવ્યા અઙ્હનેમ" પંદરમે વરસે આપે એવા જે બોલો આવયા છે તેનો જરથોસ્તીઓ આધાર પકડે છે. કેટલાકો આ બોલોને અભીયાસ કરવાને અરથે, કેટલાકો કુસ્તી બાંધવાને અરથે સમજાવે છે અને કેટલાકો દીલમાં કપડું પેહરવાને અરથે તેને સમજતા દીસે છે. એ ઈસારા સીવાય નવજોતની ક્રીયા વીશે અવસ્તામાંથી કાંઇ વધુ ખુલાસો મળતો નથી. એટલાજ ઉપરથી દસ્તુરો જામાસપજી મીનોચેહરજી અને પેસોતનજી બેહેરામજી શનજાનાએ પારસી કોમના લોકને સદરા પહેરાવાની આજ થોડાક વખત ઉપરની તકરાર વખતે અવસ્તાના વખતની શાહદત નવજોતની બાબતમાં આપી શકયા ન હતા. દસ્તુર જામાસપજી તો આગળ વધી એમ કહી શકયા હતા કે તેઓને દીનમાં લેવા માટે ફકત તેઓનો **એકરાર** બસ હતો અને **ક્રીયા મારગની ધરમની રાહે જરૂર ન હતી.**

આ ચોપાંન્યાના બનાવનાર એરવદ જામાસપજી **હીંમતથી અને સત્યતાથી કહે છે કે** હાલ ચાલુ રેવાજ **પ્રમાણે બાળકને નવજોત વખતે ગૌમુત (નીરંગ) તરણ વખત પાય છે અને તે વખતે સાધારણ ફારસી વાકય "ઇન ખોરમ ઇન પાકીએતન યોજદાથ્ર એ રવાંનરા"** તે બાળક પાસે બોલાવે છે તેવું **ફરમાન ધરમમાં કેથે**

દીસ્તુ નથી. આ ફારસી વાક્યજ દેખાડે છે કે છેક પાછ-
લના વખતમાં આ નવી રીત ઉમેરવામાં આવી છે. દ-
સ્તુર પેશોતન પણ પારકી કોમવાળાને સદરો પહેડાવતાં
ગૌમુત પાવાની બાબત વીશે છેલી તકરારમાં કાંઈજ લખતા
નથી. ગૌમુત પોતે કોહે છે અને જ્યારે વસ્તીવાળા શેહે-
રોમાં લોકોની તંદરોસ્તી માટે સરકાર અને વઇદરાજો
લાખો રૂપીઆ ખરચાવી એ જાતની કોહતી અને જીવડા
પડતી ચીજોને દુર કરવા માટે ગટરો અને બીજા ઇલાજો
હાથ ધરે છે અને તેનો કોહાટ ચાલુ ન થાય અને તે
નજીસાત આગલ ન પંથરાય માટે તે ઉપર તુરત વેળા
Disinfectant દવાઓ નાખવાની તાકીદ ફરમાવે છે
ત્યારે તેજ વસ્તુ નવજોત વખતે બાળકોને અને મુકતાદ
અને બીજે ટાંકણે ઓરતોને નાહન નવાડી પાક થવા
માટે પાઇ તેમાં પડેલા જીવડાઓથી અને ખજવાત થાય
એવા તેમાં સમાયલા પદારથોથી થતી ખરાબી શરીરમાં પેદા
કરવાથી "બાળકના રવાંનની" અને ઓરતોની પવીતરાઇ
કેમ જલવાય તેની સમજ એરવદ જામાસપજી સાથે હમોને
પણ પડતી નથી. જો શીખેલા મોબેદ શાહેઓ આવીજ
હીમતથી જરથોસ્તી ધરમને તેના ખાલેસ આકારમાં દર-
સાવતા જશે તો આ અને એવીજ બીજી રસમો આપ-
ણામાંથી તાકીદેથી નીકલી જશે અને કથીર સાથે મળી
ગયલું સુનું છુટું પડી તેના ખરા આકારમાં પરજારૂપી
છાપ સાથે એકવાર પાછું ચાલુ થશે. જરથોસ્ત શાહેબે
જ્યારે ગલીચીથી દૂર રહેવાની અતી તાકીદ ફરમાવી છે
ત્યારે જાણી બુજીને બોંહોંશ અને ખંટને મારીયા આ
નાપસંદ રેવાજને હરરીતની હલકી તજવીજથી ટેકવવાના
ફાંફાં શેને માટે મારવાં જોઈએ? અસલી રેવાજને ટેકવ-

વાના હેતુથી મતલબસર ધરમ પોકારનારા ધરમ અને પેગમબરનેબી એક કોરે મુકવા માંગે છે અને જ્યારે નખ અને બાળની પહરેજી માટે સેંકડો ફીલસુફીઓ વંદીદાદની સતરમી પરગરદમાંથી બતાવા નીકળે છે ત્યારે વરસબાળ (વરસીઆનો બાળ) કીયા મારગમાં ધમધોકાર વપરાય છે તેનું કેમ ? એ રીમની કેમ દુર કરી શકાય ? એરવદ જામાસપજીએ નીરંગ પાવાની વીરૂધમાં ધરમની રાહે પોતાના વીચારો મજબુતાઇથી જાહેરમાં મુકયા છે તે માટે તેવણને શાબાશી ઘટે છે અને જોકે તેવણને થોડોવાર કેટલીક જગાથી એટલા સારૂ સતાવામાં આવશે તોયે સમજુ પ્રજાનો એકદીલી અવાજ તેવણની તરફેણમાં રહેશે.

એરવદ જામાસપજીએ પોતાના અભયાસ અને કેલવણીને સ્વતંત્ર વીચારોથી જેબ આપી છે અને વીદ્યા અને હુનરની કેળવણી સાથે ધરમનીતીનું સામાન્ય ગ્નાન આપવાની જરથોસ્તીઓને તેવણ ભલામણ કરે છે અને ઈનતેજારી બતાવે છે તેમાં સરવે જરથોસ્તીઓની સામેલગીરી છે.

એરવદ જામાસપજી દાદાચાંનજીએ આ ચોપન્યાંને સફે ૨૦ મે ઇજશનેના બારમાં હા માંહેથી એક નાદર ફકરો ટાંક્યો છે જે હમોએ અહીયાં ઉતારી લીધો છે તે સરવે જરથોસ્તીઓની અને શીખેલા એરવદ શાહેબોની છાતીમાં તેમજ તેઓના સુદરાહનાં ગીરેબાનમાં તેની નકલ કોતરી રાખવી ઘટે છે. **"જે વસ્તુ જરથોસ્તી ધર્મને નુકશાન કરનારી અને જે રીતે નીતીના તરીકાથી જુદી છે તેને આજથી વગોવવાને અને તેના ખરાં રૂપમાં જાહેર કરવા કબુલ થઓ છો."** જ્યાંસુધી દસ્તુરો, એરવદો, અને મોબેદ સાહેબો એ તરીકે પોતે

ચાલે નહી ત્યાંસુધી ધરમ ગ્નાન પંથરાવું મુશકેલ છે. હાલ તો રસમ અને રીવાજોને ધરમની સાથે આમેજ રાખવા માટે કેટલાક શીખેલા એરવદો અને મોબેદ સાહેબો આદકતરી રીતે ભલામણ કરતા દીસે છે. કેટલાકો આજની વીદ્યા સાથે તેને જેમ તેમ મેળવવાના ફાંફાં મારે છે પણ એવી થીગડાં મારેલી ફીલેબંદી કેળવણીના ધબકારા અને પ્રકાશ આગળ કેટલો વખત ટકી શકે તેનો ખ્યાલ જરથોસ્તીઓનેજ સોંપીએ છીએ. જુવાનોના એતેકાદ એથીજ ડામડોલ થાય છે અને નીશાળોમાં અને બીજી જગાએ ધરમ ગ્નાન એટલા માટેજ તુચ્છકારમાં આવી પડયું છે જરથોસ્ત સાહેબે એવાજ રીવાજોને તોડવા માટે સત્યતાથી ઘણુંજ શહેવ્યું છે. તે જુસ્સો જ્યાંસુધી ફરી એકવાર તાજો નહી થાય અને શીખેલા એરવદો અને બીજાઓ પોતાનો સ્વારથ એક કોરે મુકી પંડે નુકશાન વેઠવા તૈયાર નહી થાય ત્યાંસુધી આપણી ચાલુ રૂઢી ફેરવાય નહી. મોબેદ શાહેબોમાં ધીરજ અને ખંતીપણું પુશકળ છે પણ તેઓને ખરી રોશણી દેખાડનારા અને છુટથી બોલનારા કાબેલ શખશોની ખુટ છે. તે ખુટ પરથમમાં પુરાવી જોઇએ છે એરવદો શેહેરીઆરજી અને જામાસ્પજી દાદાચાંનજી જેઓ બંધે ધરમવાણીના જાણીતા અભયાશીઓ ગણાય છે તેઓએ જે સુભ દાખલો હીમતથી આપ્યો છે તે દાખલે બીજા એરવદોએ ચાલતું જોઇએ છે.

ઇજશનેના બારમાં હાની પંદરસો વરસ ઉપર એક કાબેલ દસ્તુરે કીધેલી શરેહ તે આજની પતેત છે એવુ બતાવવાની એરવદ જામાસ્પજીએ તજવીજ કીધી છે. એ પતેત યાને પશ્ચાતાપની બંદગી નવજોત વખતે દસ્તુર

અને મોબેદ સાહેબો બાળકને માટે પઢે તે એરવદ જા‑
માસ્પજીના કહેવા મુજબ ગોયા એક બીમારને તનદરોસ્ત
કરવા બીજાને દવા પાવા બરાબર છે. એ રસમને આ
એરવદ વાજબીપણે તોડી નાંખવાની ભલામણ કરે છે.
વલી એ પતેત બાળકોને મોહડે બોલાવવી એટલે તેમાં
સમાવેલા કેટલાક ગુનાહ જે તે બાળકની શક્તી અને
સમજણની બાહેર છે તે તેની પાસે ખોટી રીતે અંગીકાર
કરવા જેવું ઠરે છે તેથી આ એરવદ આ ક્રીયા વખતે
બાળકોને પતેત પઢાવવાની વાજબી રીતે સાંમે થાય છે.
અને તે કાયદા વીરૂધ છે એવું દેખાડવાની હીમત કરે છે.
એને બદલે અહુરમજદને માંનવાનો એકરાર નીતીની
પસંદગી અને અનીતીનો તીરસ્કાર, જરથોસ્તી તરીકેની
કબુલાતો, ફરજો અને બંદગી જે અસરકારક રીતે અવ‑
સ્તામાં વરણવ્યા છે તેમાંના ફકરા આ ચોપાન્યાંમાં ટાંકી
બતાવયા છે તે મોહડે યા ચોપડીમાંથી વાંચી બાળકને
નવજોત વખતે પઢાવવાની આ એરવદ સાહેબ ભલામણ
કરે છે. આ અવસ્તાનો ખુલાસો સાદી પણ સલીસ
ગુજરાતી એબારતમાં સમજ પડે અને દીલ ઉપર અસર
કરે એવી રીતે ચોપાન્યાંના પાછલા ભાગમાં આપવામાં
આવ્યો છે. સરવે જરથોસ્તીઓને લાયક છે કે આ નાનું
ચોપાનયું અને નવજોતમાં આ વીદવાન એરવદ સાહેબે
સુચવેલો નવો સુધારો પોતાના ઘરમાં દાખલ કરવો.



# ૪૧

## નૂરે એલમ.

( નવેમબર ૧૮૮૬.)

એ ચોપાંન્યું અકસર કરીને જરતોસ્તી નાનાં બાળકોને નવજોતની ક્રીયા થવા આગમચ પોતાના ધર્મની બબરદારી મેળવવાનાં થોડાંક મુલતત્વો શીખવવા માટે અગત્યનું છે. પણ એ ચોપાંન્યાંમાં બાળકોને બાદ કરતાં બાકીના જરતોસ્તીઓને માટે અવશ્યની બાબત દાખલ કીધી છે તે એ ચોપાંન્યાંનો દીબાચો છે. એ દીબાચો એક ખાસ રસાલા દાખલ હેલાએદો પ્રગટ થયો હોત તો અમે ઘણા ખુશી થાત. તેમાં એરવદ જામાસ્પજીએ એક ખરા એરવદને છાજે એવી રીતે, એક ખરા કેળવાયલાને જેબ આપે તેવી ઢપથી, બાહેર આવીને સર્વ જરતોસ્તીઓમાં બાંગે બુલંદ જાહેર કીધું છે કે નવજોતની ક્રીયા વેળા કુમળા બાળકને નીરંગ યાને ગાયનુ મુત્ર પાવું કમકમાટભરેલું છે એટલુંજ નહીં પણ તે ધર્મના ફરમાન વીનાનો એક રેવાજ છે. નવજોતની ક્રીયા વખતે વળી બાલકને જે પતેત પહડાવવામાં આવે છે તે વીશે પણ એરવદ જામાસ્પજીએ વાજબી મુજાહેમત કીધી છે. હરકોઇ જરતોસ્તીને જો જાણવાની ખાહેશ થશે તો ખુદ આ પતેતના એકથી વધારે તરજુમા થયા છે તે વાંચીને તે જાણી લેશે કે આ પતેત જેવું પશ્ચાતાપનું ભણતર એક બાળકને માટેનું નથીજ.

* * * * * * * *

નેવનનું નાનું પણ કીમતી ચોપાન્યું જરતોસ્તી બાલકોને માટે તેમજ માબાપોને માટે એ રીતે એકસરખું ઉપયોગી છે.

## મધુર વચન.

(અકટોબર ૧૮૮૬.)

આએ એક નાહનું ચોપાન્યું છે જે તેના અકલમંદ દીબાચાને લીધે અમોને ઘણું પસંદ પડે છે. એ ચોપાન્યું બાલકોને માટે લખવામાં આવ્યું છે પણ તેનો દીબાચો બાલકોના બાપ, બલકે બપાવાઓને પણ, વાંચવા લાયક છે. એ ચોપાન્યાંના લખનાર જામાસ્પજી એદલજી દાદાચાનજી આપણા અરધો દજન કેલવાયલા મોબેદોમાંના એક છે અને કેલવણી આપણા મોબેદોના ધરમ સંબંધી વીચાર વેહમના કચરા કાદવમાંથી કેવા છુટા પાડે છે. તે જો જોવું હોય તો મી૦ જામાસ્પજીનાં ચોપાન્યાંનો દીબાચો વાંચવા સીવાય બીજું કાંઈ કરવાની જરૂર નથી. એ દીબાચાન કેટલાક અગતના ભાગને એક જુદીજ બાબદનાં રૂપમાં અમે બીજી ગમ ઉતારી લીધો છે જેની ઉપર દરેક દીનદાર જરથોસ્તીનું અમે ધ્યાન ખેંચ્યે છીયે. નવજોતની ક્રીયાને માટે એક જરતોસ્તી બાલકને શું શું જ્ઞાન આપવું જોઇએ તેની સમજ તથા નવજોતની ક્રીયામાં બાલક પાસે ભણાવવામાં આવતા અવસ્તાના કલામો અને તેમનો તરજુમો એ ચોપાન્યામાં સમાવ્યાં છે અને જો દરેક માબાપ પોતાનાં ફરજંદના હાથમાં નવજોતની થોડુંક આગમચ આએ ઉપયોગી ચોપાન્યું મુકશે તો તે પોતાનાં ફરજંદનું એકીન વધારે દીનદાર કરશે.

# ૪૩

## ફુરસદ.

(અકટોબર ૧૮૮૬.)

આ નાનું પુસ્તક તેના બનાવનાર મી૰ જા. એ. દાદાચાંનજી તરફથી મલ્યું છે તેની પોંહોંચ કબુલ કરતાં અમોને મોટો આનંદ ઉપજે છે. નવજોતની ક્રિયાની વેલાએ નિરદોષ બચાંઓ પાસે પતેત ભણાવવાના માઠા ચાલ સાંમે કર્તાએ જે સખત ટીકા કીધા છે તેને અમે બોલેબોલ મલતા આવ્યે છીએ. પતેત ભણી પાપનો પસ્તાવો કરવાનું નાના બાલકોને માટે નથી પણ ઉમરે પુગેલાં સંસારી માણસોને માટે છે.

* * * * * *

પછવાડેથી અવસ્તાના ફકરાઓ તથા બંદગીઓનો જે અર્થો સમાવેલા છે તે જરૂર વાંચવા લાયક છે ને તે સદરો પેહડનારાં દરેક બાલકને આગમચથી શીખાડવા ઘટે છે. તે મધે "અહુરમજદને માનવાનો એકરાર," નીતિની પસંદગી, અનીતિનો તિરસ્કાર, જરથોસ્તી તરીકેની કબુલાતો વગેરે બાબદો બચાંનાં મનપર નીતિનાં બોધનો કાયમ છાપ મારવાને તદન યોગ્ય છે.

અમે એવાં લખાણને જરથોસ્તી ધર્મની એક સેવા ગણીએ છીએ. જો એવી સેવા દરેક કાબેલ અથોરનાન કરતો રેહે તો જરથોસ્તી ધર્મની હાલત સુધર્યા વિના રેહે નહી.

એવાં અગત્યના પુસ્તકની કિંમત બે આના ઘણીજ નજીવી રાખી છે ને તે ખચીત ભારે ઉતેજનને પાત્ર છે.

